# મંછુનાં નીતિ વચન.

## ભાગ ૧ લો.

છ. વિ. રાવળ.

# મનુનાં નીતિ વચન.



## ભાગ ૧ લો.

મરાઠી ઉપરથી ભાષાંતર કરનાર

**છગનલાલ વિદ્યારામ રાવળ**

**સ્વચ્છતા** અને **ઋતુવર્ણન**ના કર્તા

તથા

**જાવજી જીવનચરિત્ર** અને **સજ્જન તે સજ્જન**ના

ભાષાંતર કર્તા

અને

**પંચેંદ્રિય ચારિત્ર**ના સંશોધન કર્તા



અમદાવાદ—યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ કંપની

વિ. સં. ૧૯૬૩ ઈ. સ. ૧૯૦૬



મૂલ્ય એક આનો.

## આ લેખકનાં બીજાં પુસ્તકો. કિંમત

પંચેન્દ્રિય ચરિત્ર અને બીજાં ચૌદ
પુસ્તકો ભેગાં બાંધેલાં ૦—૯—૦
સજ્જન તે. સજ્જન ૦—૫—૦
સ્વચ્છતા ત્રી. આ. (ઈનામ માટે
મંજૂર થયેલું છે) ૦—૪—૦
જીવજી દાદાજીનું જીવન ચરિત્ર (ગુ.
વ.સો. હક રાખ્યોછે. ) ૦—૨—૦
ઋતુ વર્ણન ૦—૩—૦

## સૌ. કૃષ્ણાગૌરી કૃત.

સદ્દગુણી હેમન્ત કુમારી. વડોદરા-૦—૧૨—૦
રાજ્યમાં ઈનામ માટે મંજૂર થયું છે.

## રા. હીરાલાલ વિદ્યારામ રાવળ કૃત.

બાળ સદ્દબોધ રત્ન. ૦—૨—૦

ઉપરનાં પુસ્તકો લાછરસ તાલુકે નાંદોદમાં કર્તા પાસેથી તેમ લુણાવાડા લેડી રે ગર્લ સ્કૂલનાં હેડ મિસ્ટ્રેસ કૃષ્ણાગૌરી પાસેથી, તેમ ત્યાં તા. સ્કૂલના પે. આ. હીરાલાલ પાસેથી મળશે. સામટી નકલો રાખનારને સારું કમીશન આપવામાં આવે છે.

# પ્રસ્તાવના.

આર્યધર્મનું મૂળ પુસ્તક વેદ છે. વેદના અર્થ બહુ કઠિન જણાયાથી તેનો આધાર લઈ ઋષિઓએ ધર્મપ્રસાર કરવા સારૂ જે ગ્રન્થ કર્યા છે, ત્હેને સ્મૃતિ કહે છે. સ્મૃતિકાર ઘણા થયા છે, પરન્તુ તે બધામાં મનુ મુખ્ય અને ઘણા પ્રાચીન છે. મનુ કયા વખતમાં થયા, તેનો હજુ સુધી ખરેખરો નિર્ણય થઈ શક્યો નથી. આ તરફના વિદ્વાનોએ મનુના કાળ વિષે અનેક અનુમાનો કરેલાં છે, પરન્તુ ત્હેમાં ત્હેમણે સત્યતા સિદ્ધ ન કરતાં માત્ર પરસ્પરના મતનું ખંડન કરેલું છે. એકન્દર એટલું તો ખરૂં છે, કે મનુ ઘણાજ પ્રાચીન કાળમાં થઈ ગયા, ને તે વખતે ભરતખંડના લોકો વિદ્યા, સંપત્તિ, રાજ્યવ્યવસ્થા, અને નીતિ વગેરે સઘળી બાબતોમાં શ્રેષ્ઠ હતા. મનુસ્મૃતિના બાર અધ્યાય છે. ત્હેમાં વર્ણાશ્રમ ભેદના ઘણા ધર્મ કહેલા છે. જો કે કાળાંતરે ત્હેમાં હા-

સ ઘણો ભેદ પડી ગયો છે, તો પણ હેમાં મનુએ સનાતન ધર્મ એટલે નીતિ વિષે જે વાતો કહેલી છે, હેમાં હજુ સુધી મત ભેદ પડેલો નથી, તેમ જગત્માં જ્યાંસુધી સદસદ્વિચાર છે. ત્યાં સુધી કોઇથી પણ તે વાતો અમાન્ય થવાની નથી. આવી નીતિની વાતો જેમાં કહેલી છે, એવા કેટલાક શ્લોકોનો ગૂજરાતી ભાષામાં આ ન્હાનો લેખ લખેલો છે. ભાષાંતર શબ્દશઃ ન કરતાં. શ્લોકનો અર્થ વાંચનારના મનમાં પૂર્ણ રીતે આવે એવા ઉદ્દેશથી પૂર્વાપાર સમ્બન્ધ બેસાડવા માટે કોઈ કોઈ ઠેકાણે ટીકાકારના અથવા સંહતિસાધક શબ્દો મૂકી ગૂજરાતી ભાષાની સરલતા સચવાય એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

સાંપ્રત કાળમાં ન્હાનપણથી બધા પરભાષા અને તદ્દ્વારે બીજી વિદ્યા શીખવા માંડે છે. તેથી હેમને સ્વભાષા અને હેમાંના પુસ્તકોની વિદ્યા તરફ લક્ષ આપવાને પૂરતો અવકાશ મળતો

નથી. સ્વભાષાનાં પુસ્તકોમાં સેંકડો ઠેકાણે જે વાતો લખેલી છે, તે જ વાતો પર ભાષાના ગ્રન્થોમાંથી અન્ય દેશના લોકોને મ્હોંઢે સાંભળી ત્હેમને મ્હોટું આશ્ચર્ય લાગે છે, ને એટલા જ ઉપરથી અમુક અમુક ધર્મના ગ્રન્થોમાં નીતિની વાતો ઘણી છે, અને આપણા ધર્મના ગ્રન્થોમાં તેવી વાતો મળતી નથી. એવું ઘણા અજ્ઞાની માણસોને મ્હોઢેથી સાંભળવામાં આવે છે. પરન્તુ આવા લોકો જો આર્યધર્મનાં સંસ્કૃત પુસ્તકો સ્થિર ચિત્તે વાંચે તો તેઓ આવું કદી કહે નહિ. વસ્તુતઃ એવી સ્થિતિ છે, કે દુનિયાના હરકોઈ મ્હોટા ધર્મના ગ્રન્થોમાં જે જે નીતિની વાતો કહેલી છે, તે તે નીતિની હજારો વાતો સંસ્કૃત ભાષાના કોઈ પણ પુસ્તકમાંથી ન નીકળે એમ નથી. આ લોક અને પરલોકમાં સુખ કરે એવા સદ્ધર્મ ને નીતિ સમ્બન્ધીની વાતો દેશી બન્ધુઓને જણાવવાના ઉદ્દેશથી આ લઘુ લેખ લખવામાં આવ્યો છે. તે ઉદ્દેશ સચ્ચિ-

દાનંદ સ્વરૂપ પરમેશ્વર સફળ કરો.

પુસ્તકમાં મુકેલા અંકોનો પહેલો અંક મનુ સ્મૃતિના અધ્યાયનો, ને બીજો શ્લોકનો છે. માટે કોઈ જિજ્ઞાસુ બંધુને મૂળ શ્લોક જોવો હોય તો તે પ્રમાણે મૂળ મનુ સ્મૃતિમાંથી જોઈ લેશો.

લાઠીરસ—નાંદોદ
મુખ્ય સ્કૂલ—વિજયા
દશમી. ૧૯૬૨

સેવક
છ, વિ, રાંવળ.

# મનુનાં નીતિ વચન.

## ભાગ ૧ લો.

### સત્ય.

સત્ય અને પ્રિય લાગે એવું બોલવું. સત્ય હોય પણ તે અપ્રિય હોય તો તેવું ન બોલવું. તેમ પ્રિય લાગે તેવું હોય પણ તે અસત્ય હોય, તો તે પણ ન બોલવું. એ નિત્ય ધર્મ છે. ૪-૧૩૮ જે માણસ સારા માણસોની અંદર પોતે કોણ છે તે વાત છુપાવી રાખી અસત્ય બોલે છે તહેને આ લોકમાં મ્હોટું પાપ કરનાર અને નઠારામાં નઠારો ચોર જાણવો. ૪-૨૫૫ આ જગત્માં વાણીથી જ બધી જાતનો વ્યવહાર ચાલે છે, માટે બધી જાતના વ્યવહારનું મૂળ વાણી છે, તેનાથી જ બધી વસ્તુના અર્થ સમજાય છે. માટે જૂઠી વાણી બોલનારા માણસને બધી વસ્તુનો ચોર જાણવો. ૪-૨૫૫

### ઉદ્યોગ.

ધન મેળવવાના ઉપાય કરતાં છતાં તે ન મ-

ળવવાથી હું અભાગ્યો છું, એવું માની દરિદ્રતાથી પોતાના આત્માનું અપમાન કરવું નહિ, પણ મરતાં સુધી પૈસો કમાવી સારૂ ઉદ્યોગ કરતા રહેવું પૈસો મેળવવો દુર્લભ છે, એમ સમજવું નહિ. ૪–૧૩૭

## અતિભોજન નિષેધ.

, અતિ ભોજન કરવાથી માણસના આયુષ્યની હાનિ થાય છે. તેમ તે સ્વર્ગ પ્રતિ અટકાવ કર્તા અને લોક વિરૂદ્ધ છે. માટે ત્હેનો ત્યાગ કરવો. ( રીતંસર જમવું )

## વ્યભિચાર નિષેધ.

પારકી સ્ત્રીની કપટ રાખીને સેવા કરવાથી માણસનું જેટલું આયુષ્ય ઓછું થાય છે, તેટલું આયુષ્ય બીજા કોઈ પણ કારણથી ઓછું થતું નથી. ૪–૧૩૪.

## પિતૃભક્તિ.

છોકરાંને જન્મ આપી ત્હેમને ઉછેરવાના કા-

ભમાં માબાપને જે દુઃખ સહન કરવાં પડે છે, ત્હેનો બદલો સો વર્ષ સુધી પણ તેમનો ઉપકાર કર્યાથી વાળી શકાતો નથી. ૨–૨૨૭. માટે માત પિતા અને ગુરૂને પ્રિય લાગે તેવું કામ કરવું. એ ત્રણેને ખુશી રાખવાથી બધી જાતના તપની પ્રાપ્તિ થાય છે. ૨–૨૨૮

## ભ્રાતૃ ધર્મ.

જેમ પિતા પોતાના પુત્રોનું પાલણ પોષણ કરે છે, તેમ મ્હોટા ભાઇએ પોતના ન્હાના ભાઇઓનું પાલણ પોષણ કરવું. તેમ જ ન્હાના ભાઇઓએ પણ પોતાના મ્હોટા ભાઇઓ સાથે પિતા પ્રમાણે વર્તવું. ૯–૧૦૮

## ગુરૂ ભક્તિ.

થોડી અથવા ઘણી વિદ્યા ભણાવીને જે ઉપકાર કરે છે, ત્હેને પણ ગુરૂ જાણવો. કેમકે તે માણસે એટલો પણ ઉપકાર કર્યો. ૨–૧૪૯ પોતાના ગુરૂ પાસે હોય ત્યારે હંમેશાં ત્હેમની પ-

થારી અને આસન કરતાં પોતાની પથારી અને આસન નીચાં કરવાં. તેમ ગુરૂના દેખતાં મરજી પ્રમાણે બેઅદબથી બેસવું નહિ. ૨–૧૯૮ ગુરૂની ગેર હાજરીમાં ત્હેમને નામથી જ બોલાવવા નહિ પણ માન વાચક શબ્દોથી બોલાવવા. વળી ત્હેમની ગતિ, ભાષા, અને કૃતિના ચાળા કરવા નહિ. ૨–૧૯૯ ગુરૂની જ્યાં સાચી અથવા જૂઠી નિંદા થતી હોય ત્યાં કાન ઢાંકી દેવા. અથવા ત્યાંથી ઉઠીને બીજે ઠેકાણે ચાલ્યા જવું. ૨–૨૦૦ પોતાના ગુરૂ અથવા વડીલ જે પથારી કે આસન ઉપર બેઠા હોય, તે ઉપર ત્હેમની સાથે બેસવું નહિ. પથારી કે આસન ઉપર બેઠા હોઇએ, ને ગુરૂ અથવા વડીલ ત્યાં આવતા હોય તો ઉઠીને ત્હેમને પ્રણામ કરવા. ૨–૧૧૯

## શિષ્યાચરણ.

ગુરૂએ આજ્ઞા કરી હોય અથવા ન કરી હોય તો પણ હંમેશાં અભ્યાસ અને ત્હેમના હિતને

માટે પ્રયત્ન કરવો. ૨-૧૯૧ શરીર, વાણી, બુદ્ધિ, ઇન્દ્રિઓ, અને મન, એ સૌને વશ રાખીને ગુરૂની સન્મુખ બેસવું. ૨-૧૯૨ આપણા કરતાં જે મ્હોટા હોય ત્હેમને ગુરૂ પ્રમાણે ગણી માન આપવું. તેમ જ ગુરૂના પુત્ર અને ત્હેમનાં સગાં વહાલાંને પણ ગુરૂ પ્રમાણે ગણવાં. ૨-૨૦૭

## શિષ્ય યોગ્યતા.

જે શિષ્યને ભણાવ્યાથી પુણ્ય નથી, પૈસાનો લાભ નથી, તેમ ત્હેને પણ વિદ્યાની ગરજ નથી તેવાને ભણાવવો નહિ. કારણકે તેવે ઠેકાણે વાવેલું વિદ્યાનું શુભ બીજ ખારી જમીનમાં વાવ્યા જેવું થાય છે. ૨-૧૧૨

## શિક્ષણ પ્રકાર.

ડાહ્યા શિક્ષકે શિષ્યને માર્યા વિના ભણાવવો, તેમ ત્હેને મીઠાં વચનોથી શિખામણ દેવી. ૨-૧૫૯

## ક્ષમા.

કોઇએ પીડા કરી હોય તો પણ ત્હેને મર્મ

વાક્ય કહેવું નહિ. બીજાનું ખોટું કરવું નહિ. તેમ તેવું કરવાનો વિચાર પણ કરવો નહિ. જે ભાષણથી બીજાને પીડા થાય તેવું ભાષણ બોલવાથી સ્વર્ગ પ્રાપ્તિનો નાશ થાય છે. ૨–૧૬૧

જે માણુસ પોતાનું અપમાન થયા છતાં ખેદ પામતો નથી તે સુખે સૂએ છે. જાગ્યા પછી રહે-ના મનને કંકાશ થતો નથી. તેમ લોકમાં તે સુ-ખે હરેફરે છે. માત્ર અપમાન કરનારાનો જ નાશ થાય છે. ૨–૧૬૩

## આતિથ્ય.

પોતાની ખુશીથી કોઈ અતિથિ* ઘેર આવે

---

* જે ગામમાં રહેતા હોઇયે તે જ ગામમાં ર-હેનારો, ચમત્કારિ વાતો કહી પેટ ભરનારો, અને જેની સાથે સ્ત્રી વગેરે ખટલો છે, તેવાને અતિ-થિ ગણુવા નહિ. ૩–૧૦૩ પણ કાર્યવશાત્ પર-ગામ જનારો પ્રવાસી, કે જેને રહેવા માટે સો-ઈ નથી એવાને અતિથિ ગણુવો. अ=નહિ+ति-

તો ત્હેને આસન આપી પાણી પાવું, અને રિ-
વાજ પ્રમાણે ત્હેનો સત્કાર કરી શક્તિ પ્રમાણે
ભોજન કરાવવું. (અથવા કાચું અન્ન આપવું)
૩-૯૯ તૃણ, (ભોંય પર નાખીને સૂવા સારૂ ઘા-
સ) રહેવા માટે જગો, પાણી, અને મધુર ભા-
ષણ, એ ચાર સજ્જન માણસને ઘેરથી અતિ-
થિને જરૂર મળવાં જોઇયે. ૩-૧૦૧ કોઈ મૂર્ખ
માણસ લોભથી વિના કારણ અતિથિ થઈ પાર-
કું અન્ન ખાવાની ઇચ્છા રાખે, તો તે મુઆ પ-
છી અન્ન આપનારને ઘેર પશુ થઇને અવતરે છે.
૩-૧૦૪ સાયંકાળે કોઈ અતિથિ ઘેર આવે તો
ગૃહસ્થે ત્હેને ભૂખ્યો રહેવા દેવો નહિ. ત્હેને અ-
સ્ત પામતા સૂર્ય નારાયણે મોકલ્યો છે, એમ જા-
ણવું. ૩-૧૦૫ એક જ વખતે બહુ અતિથિ ઘેર

---

થિ=બીજી તિથિ-બીજી તિથિ-દહાડો-બીજે દહા-
ડે ન રહે તે. (**न विद्यते द्वितीया तिथिरस्येति अतिथीः**)

આવે તો હેમને બેસવા માટે આસન, રહેવા સારૂ ઉતારો, અને સૂવા માટે બિછાનું આપવું. તેમ જતી વખતે થોડેક દૂર વળાવવા જઈ હેમની સરભરા કરવી. તેમાં ઉત્તમ પુરુષને ઉત્તમ, હલકાને હલકી, અને બરોબરીઆને બરોબરીઆની રીતે કરવી. ૩–૧૦૭

## શ્રેષ્ઠત્વ.

સંપત્તિ, સમ્બન્ધ, વય, કર્મ, અને વિદ્યા, એ પાંચ સન્માન કરવાનાં કારણ છે. અને હેમાંનું આગલું એકેકું પાછળનાથી અધિક છે. ૨–૧૩૬ માથે પળિયાં આવ્યાં એટલે વૃદ્ધ થયો એમ ન જાણવું. તરૂણ છતાં ભણેલાને પણ દેવો વૃદ્ધ કહે છે. ૨–૧૫૬

## સુખ દુઃખ

જે જે કામ* પરાધીનપણાનું હોય તેને જ-

---

* सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखं एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयो.

રૂર છોડી દેવું. અને જે જે કામ સ્વાધીનનું હો-
ય તે તે જરૂર કરવું. ૪—૧૫૯ **જેટલું પરાધી-
નપણું તેટલું દુઃખ,** અને જેટલું **સ્વાધીન-
પણું તેટલું સુખ.** સુખ દુઃખનું ટૂંકામાં આ
લક્ષણ છે. ૪—૧૬૦

જે માણસ ધાર્મિક નથી, જેનું અસત્ય એ જ
ધન છે, અને જેનું ચિત્ત હંમેશાં હિંસા કરવામાં
લાગેલું રહે છે. તે માણસ આ લોકમાં સુખ પા-
મતો નથી. ૪—૧૭૦

મૂર્ખ માણસ * ઇંદ્રિયોના મિથ્યા સુખમાં આ-
સક્ત થઈ સદાચાર છોડી દે છે તેથી તે આ
સંસારમાં અનેક દુઃખ ભોગવે છે. ૧૨—૫૨

સુખી થવાની ઇચ્છા રાખનાર માણસે સન્તોષ

---

* જીભ, નાક, આંખ, કાન, અને ત્વચા, એ
પાંચ જ્ઞાનેંદ્રિયો કહેવાય છે. તેમ હાથ, પગ, મ-
ળત્યાગ કરવાની જગો, જનન ઇંદ્રિ, અને મ્હોં
એ પાંચ કર્મેંદ્રિયો કહેવાય છે;

રાખી પોતાની પાસે જે હોય ત્હેના કરતાં વધા-
રે મેળવવાની તૃષ્ણા રાખવી નહિ. કારણ કે **સ-
ન્તોષ** એ જ સુખ અને **અસન્તોષ** એ જ દુઃ
ખનું મૂળ છે. ( **सन्तोषमूलं हि सुखंदुःख-
मूलं विपर्ययः** ) ૪-૧૨ .

**સદાચરણ.**

કદાપિ કોઈ સ્ત્રી અથવા હલકો માણસ સારું
કામ કરે તો તેવું કામ કરવું. અથવા કોઈ કામ
નીતિથી વિરૂદ્ધ ન હોય, અને તે કરવાથી પોતા-
નું મન સન્તોષ પામતું હોય તો તે કરવું ૨-૨૨૩

વિષમાંથી પણ અમૃત લેવું, બાળક સરખા પા-
સેથી પણ સારી વાણી ગ્રહણ કરવી, શત્રુ પા-
સેથી પણ સદાચરણ શીખવું, અને ગન્દી વસ્તુ-
માંથી પણ સુવર્ણ લેવું. ૨-૨૩૯ પોતાનું અને
પોતાના કુટુમ્બનું પોષણ કરવા સારૂ સીધા ઉ.
પાય શોધવા. અને શરીરે પીડા ન થાય એવી
રીતે મહેનત કરી પૈસાનો સંગ્રહ કરવો. ૪-૩

આ દુનિયામાં માણસે વય, કર્મ, ધન, વિદ્યા, અને કુળને યોગ્ય હોય એવાં આચરણ રાખી, વાણી અને બુદ્ધિનો સારો ઉપયોગ કરવો. ૪—૧૮ માણસ જેમ જેમ શાસ્ત્રનો અભ્યાસ કરતો જાય છે તેમ તેમ ત્હેને જ્ઞાન પ્રાપ્ત થતું જાય છે. અને તે જ્ઞાન આગળ જતાં દીપી નીકળે છે. ૪—૨૦ પાણી (નવાણ) માં મળ, મૂત્ર, મ્હોઢાની ઊલ, ગન્દી વસ્તુથી બગડેલું વસ્ત્ર, કે બીજી કોઈ નઠારી વસ્તુ, અથવા લોહી કે ઝેરી પદાર્થ કદી નાંખવાં નહિ. ૪—૫૬ વિના કારણ માટીનું ઢેફું ભાગવું નહિ. તેમ નખવતી તણખલાં તોડવાં નહિ. વળી નકામાં અથવા જેનાથી ભવિષ્યમાં દુઃખ થાય એવાં કામ કદી કરવાં નહિ. ૪—૭૦

ઠીક, ‘ ‘ ઠીક, ’ એમ કહેવું, અથવા ‘ ઠીક છે, ’ એમ કહેવું. પરન્તુ કોઈ સાથે નકામું વેર અથવા ખાલી રગજક કરવી નહિ. ૪—૧૩૯ ખોડા અંગ વાળા, અધિક અંગ વાળા, વિદ્યાહિન,

વૃદ્ધ, કુરૂપ, ભીખારી, અને નીચ જાતના માણુસોની નિંદા કરવી નહિ. ૪-૧૪૧

પોતાને ઘેર કોઈ સારો માણસ આવે તો ઊભા થઈ ત્હેનું સન્માન કરવું. તેમ ત્હેને પોતાનું આસન બેસવા આપી પાસે હાથ જોડી ઊભા રહેવું. અને તે જાય ત્યારે થોડેક સુધી તેને વળાવવા જવું ૪-૧૫૪

સદાચારથી આયુષ્યની વૃદ્ધિ થાય છે, સદાચારથી સંતતિ ( બાળ-બચ્ચાં ) સારી થાય છે, સદાચારથી સંપત્તિનો નાશ થતો નથી, અને સદાચારથી શરીરમાં રહેલા દુર્ગુણ નાશ પામે છે. ( માટે સદાચારી થવું ) ૪-૧૫૬

શ્રુતિ, સ્મૃતિમાં કહેલો, બધા કામમાં ઉપયોગી અને ધર્મનું મૂળ, એવો જે સદાચાર, ત્હેને આળસ છોડીને ધારણ કરવો. ( સદાચાર પાળવો ) ૪-૧૫૫

દુરાચારી માણસની નિંદા થાય છે, હંમેશાં તે

દુઃખી રહે છે, વ્યાધિમાં પડયો પડયો રીબાય છે, અને આયુષ્ય ટૂંકું થાય છે. ( માટે દુરાચારી થવું નહિ. ) ૪–૧૫૭ માણસ સદાચારવાળો, આસ્તિક, ( ઇશ્વરને માનનારો ) અને પારકાનો દોષ ન કાઢનારો હોય તો ( કદાપિ ત્હેનામાં બીજાં શુભ લક્ષણ ન હોય તો પણ ) તે સો વર્ષ સુધી જીવે છે. ( દીર્ઘાયુષી થાય છે ) ૪–૧૫૮

જે કામ કરતાં પોતાના અંતર આત્માને સન્તોષ થતો હોય તે કામ કરવું. તેથી વિપરીત (જેથી પોતાના અંતર આત્માને દુઃખ થતું હોય તેવું ) હોય તે ન કરવું. ૪–૧૬૧ નાસ્તિક ( પરમેશ્વર નથી એવી ) બુદ્ધિ રાખવી નહિ, તેમ શાસ્ત્ર નિંદા, દેવ નિંદા, દ્વેષ, ઢોંગ, ગર્વ, ખોટું અભિમાન, ક્રોધ, અને ક્રૂરતા, એ સૌ છોડી દેવાં. ૪–૧૬૩ ક્રોધ કરી કોઈ ઉપર લાકડી ઉગામવી નહિ, તેમ રીસ કરીને મારવી નહિ. પણ પુત્ર અને શિષ્યને તો તેમના સારા માટે તેમ કરવું. ૪

–૧૬૪ સદાચારથી ચાલતાં છતાં, ધન ન મળ-
વાથી દરિદ્રતાનું દુઃખ આવી પડે, તો પણ મા-
ણસે અધર્મથા ચાલવું નહિ. કારણ કે અધર્મથી
ચાલનારા, અને પાપથી પેટ ભરનારા માણસનો
તરત નાશ થતો જોવામાં આવે છે. ૪–૧૭૧
જેમ ગાય ગાભણી થઇ એટલે મુદત પૂરી થયે
વાયા વિના રહેતી નથી, તેમ અધર્મનું ફળ તર-
ત તો મળતું નથી, પણ ધીમે ધીમે વધીને આ-
ખરે ત્હેના કર્તાનો સમૂળગો નાશ કરે છે. ( મ-
તલબ કે પાપનો ઘડો ભરાયા પછી ફૂટયા વિના
રહેતો નથી ) ૪–૧૭૨ માણસે પોતાની વૃત્તિ
નિરંતર સત્ય, ધર્મ, સદાચાર, અને પવિત્રતામાં
રાખવી. સ્ત્રી, છોકરાં, અને ચાકરમાંથી કોઈ શિ-
ક્ષાને પાત્ર હોય તો તેમને યોગ્ય શિક્ષા કરવી.
અને પોતે વાકય સંયમ, ( સત્ય ભાષણ ) બા-
હુ સંયમ, ( હાથ વડે બીજાને પીડા ન કરવી )
અને ઉદર સંયમ, ( મિતાહાર ) રાખવું. મતલ-

મ કે અસત્ય બોલવું નહિ, કોઇને મારવું નહિ, અને યોગ્ય રીતે ભોજન કરવું. ૪-૧૭૫

અધર્મી માણસ પ્રથમ તો સુખી થાય છે, અને જ્યાં ત્યાં બધે સારું સારું દેખે છે, તેમ વખતે શત્રુને પણ જીતી જાય છે. પણ આખરે **समूलस्तु विनश्यति** એ કહેવત પ્રમાણે સમૂળગો ઉખડી જાય છે. ૪-૧૭૪ જો અર્થ અને કામ, નીતિ વિરૂદ્ધ હોય તો છોડી દેવાં. તેમ કોઈ કામ ધર્મ વિરૂદ્ધ ન હોય પણ લોક વિરૂદ્ધ હોય, અને તે કરવાથી આગળ ઉપર નુકસાન થાય તેમ લાગતું હોય તો તે પણ છોડી દેવું. ૪-૧૭૬ હાથ ચાપલ્ય, ( વિના કારણ હાથથી ગમે તેમ ચાળા કરવા ) પાદ ચાપલ્ય. ( સવારથી સાંજ સુધી નકામા ભટકવું ) નેત્ર ચાપલ્ય, ( અયોગ્ય વસ્તુને જોયા કરવી ) કૌટીલ્ય, ( લુચ્ચાઈ ) અને વાક્ય ચાપલ્ય, ( પર નિંદા વગેરે ) છોડી દેઈ બીજાને નુકસાન કરવામાં, અથવા બીજાનો

નાશ કરવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો નહિ. ૪-૧૭૭ મહાન્ પુરૂષો જે માર્ગે ચાલતા આવ્યા છે તે માર્ગે ચાલવાથી નાશ થતો નથી. ૪-૧૭૮

માબાપ, બહેન, બહેન ભણીનાં સગાં, ભાઇ, પુત્ર, સ્ત્રી, દીકરી, અને ચાકર વર્ગ સાથે કદી ટંટો કરવો નહિ. ૪-૧૮૦ જેમ કીડીઓ માટીનાં ઝીણાં ઝીણાં રજકણ લાવી પોતાનું કીડીઆરૂ બાંધે છે તેમ માણસે (બીજાને દુઃખ ન થાય તેમ) ધીમે ધીમે **ધર્મનો** સંગ્રહ કરવો. એ સંગ્રહ ત્હેને મુઆ પછી સહાય થાય છે. ૪-૨૩૮ પરલોકમાં માબાપ,દીકરો, સ્ત્રી, અને સગાંવહાલાં કોઈ સહાય કરવાં આવતાં નથી. તે વખતે તો ફક્ત **ધર્મ જ** કામમાં આવે છે ૪-૨૩૯ માણસ જન્મે છે ત્યારે એકલો જ જન્મે છે, તેમ એકલો જ મરે છે, તે જ પ્રમાણે તે એકલો જ પુણ્ય પાપનું ફળ ભોગવે છે. ૪-૨૪૦ માણસ મરી ગયું એટલે ત્હેના શરીરને સગાંવહાલાં

લોઢા, લાકડા જેવું ગણી પૃથ્વી પર ( બાળી ) નાખી ઘેર પાછાં આવે છે. ત્હેની સાથે કોઈ જતું નથી. માત્ર ત્હેનો **ધર્મ** જ ત્હેની સાથે જાય છે. ૪–૨૪૧ એટલા માટે માણસે **પરલોકમાં સહાય મેળવવા સારૂ ધીમે ધીમે પુણ્યનો સંગ્રહ** કરતા રહેવું. ત્હેને પુણ્યરૂપી મિત્રની સહાય હશે તો તે દુસ્તર દુઃખને પણ તરી જશે. ૪–૨૪૨ જે હંમેશાં ધર્મ વિષે તત્પર રહે છે, અને તપથી જેનાં પાપ નાશ પામ્યાં છે એવા પરમેશ્વર રૂપ માણસને ધર્મ પરલોકમાં લેઈ જાય છે. ૪–૨૪૩ પોતાના કુળને ચઢતી સ્થિતિમાં લાવવાની ઈચ્છા રાખનાર માણસે હંમેશાં સજ્જન માણસની સોબત કરી, નીચ માણસ સાથે કદી પણ સમ્બન્ધ રાખવો નહિ. ૪–૨૪૪

આરમ્ભેલા શુભ કામને દ્દઢતાથી પાર પાડનાર, દયાલુ, સહનશીલ, દુષ્ટ માણસની સોબતમાં ક્ષણ પણ ઊભો ન રહેનાર, કોઈ પણ પ્રાણીને પી-

ડા ન કરનાર, જિતેંદ્રિય, અને ગરીબોને દાન આપનારો માણસ સ્વર્ગ વિષે જાય છે. ૪–૨૪૬ જગો સ્વચ્છ જોઇને પગ મૂકવો. વસ્ત્ર વડે ગાળીને પાણી પીવું. સત્ય વડે પવિત્ર થયેલું ભાષણ બોલવું, અને સર્વ પ્રકારે અન્તઃકરણ પવિત્ર રાખવું. ૬–૪૬ લોક ફાવે તેમ નિંદા કરે, તો તે સહન કરી, કોઇનું અપમાન કરવું નહિ. તેમ આ અસ્થિર દેહ ધારણ કરી કોઇ સાથે વેર બાંધવું નહિ. ૬–૪૭ સ્વહિત ઇચ્છનારા, દુઃખી, બાળક, વૃદ્ધ, અને રોગી માણસો નિંદા કરે તો સજ્જન માણસે તે સહન કરવું. ૮–૩૧૨ દુઃખી માણસોનું નિંદાયુક્ત વચન જે સહન કરે છે, ત્હેને સ્વર્ગમાં મ્હોટું માન મળે છે. પણ જેઓ પોતાની મ્હોટાઇના ગર્વને લીધે ત્હેમને ત્હેમના આવા કામની માફી આપતા નથી, તેઓ નર્કે જાય છે. ૮–૩૧૩ કર્મનું શુભાશુભ ફળ મુઆ પછી નક્કી મળશે, એમ સમજી માણસે મન, વાચા, અને શરીરથી સારાં કામ કરવાં. ૧૧–૨૩૧

## આત્મ રક્ષણ.

દાન આપવાને સમર્થ એવા શ્રીમન્ત માણસો પોતાના કુટુમ્બના માણસોને ભૂખે મારી કીર્તિ માટે પરાયા માણસને દાન આપે, તો ત્હેમની આ રીત આરમ્ભ તો સારી, પણ પરિણામે નુકસાન કર્તા થાય છે. ૧૧–૯

## કન્યા વિક્રય નિષેધ.

ડાહ્યા માણસે કન્યાદાન નિમિતે વર કે ત્હેના વડીલ પાસેથી કાંઈ પણ પૈસા, અથવા બીજી કાંઈ બક્ષીસ લેવી નહિ. જે માણસ લોભને લીધે કન્યાના પૈસા લે છે, તે પોતાની કન્યાનો વેચનાર થાય છે. ૩–૫૧

## સ્ત્રી સાથે કેવી રીતે વર્તવું.

બાપ, ભાઈ, પતિ, અને દિયર, એ સૌ બહુ ધન, અને સુખ મેળવવાની ઈચ્છા રાખતા હોય તો, ત્હેમણે સ્ત્રીઓનું સારી રીતે સન્માન કરવું. તેમ ત્હેમને વસ્ત્ર, અલંકાર, વગેરે આપી આનન્દમાં રાખવી. ૩–૫૫

જે કુળમાં બહેન, સ્ત્રી, અને બીજી સગી સ્ત્રીઓ કંકાશ કરે છે તે કુળનો ઝટ નાશ થાય છે, અને જે કુળમાં તેવી સ્ત્રીઓ કંકાશ કરતી નથી તે કુળની સદા ચઢતી દશા થાય છે. ૩—૫૭ જે ઘરમાં સ્ત્રીઓનું ઘટતું સન્માન થતું નથી, તે ઘર ઉપર તેઓએ શ્રાપ દીધાથી ઘરનાં ધન, પશુ, વગેરેનો નાશ થઈ ત્હેની જલદીથી પડતી દશા આવે છે. ૩—૫૮ માટે સમૃદ્ધિની ઈચ્છા રાખનારા હિતેચ્છુ પુરુષે કુળની સ્ત્રીઓને ઉત્સવ તથા લગ્ન પ્રસંગે સારાં સારાં વસ્ત્ર, અલંકાર તથા ઉત્તમ ભોજન આપી તેઓનું સન્માન કરવું. ૩—૫૯ જે ઘરમાં પતિ પોતાની પત્ની પર પ્રેમ રાખે છે, તેમ જ પત્ની પોતાના પતિ ઉપર પ્રેમ રાખે છે, તે ઘરનું જરૂર કલ્યાણ થાય છે. ૩—૬૦ સ્ત્રી જો વસ્ત્ર આભૂષણ અને સદ્દગુણોથી ઝળકતી હોય તો આખું કુળ ઝળકી ઉઠે છે, અને તે જો નઠારી હોય તો આખું કુળ ઝાંખું

પડી જાય છે. ૩—૬૨ પરોણાને જમાડતાં પહેલાં, તરતની પરણેલી, કુમારિકા, માંદી, અને ગર્ભિણી સ્ત્રીને લગાર પણ વિચાર કર્યા વિના જમાડવી. ૩—૧૧૪ ત્હેમને જમાડયા વિના જે મૂર્ખ માણસ ભોજન કરે છે, તે પોતે કુતરા પેઠે ભોજન કરે છે, એમ તે પોતે સમજતો નથી. ૩—૧૧૫

## સ્ત્રી ધર્મ.

સ્ત્રીએ (પોતાના પતિ સાથે અણબનાવ હોય તોપણ) હંમેશાં આન્દદમાં રહેવું. તેમ ઘરના કામકાજમાં સદા ચતુર રહી ઘરનાં વાસણકુસણ અને સરસામાનની સારી રીતે સમ્ભાળ રાખવી, અને ખર્ચ કરવામાં છૂટો હાથ રાખવો નહિ. ૫—૧૫૦ પતિની સાથે રૂડી રીતે ધર્મ આચરીને સ્વર્ગની ઇચ્છા રાખનાર સદ્દગુણી સ્ત્રીએ પોતાનો પતિ જીવતો હોય અથવા મરી ગયો હોય તો પણ ત્હેને ખોટું લાગે તેવું કામ કદી કરવું નહિ. ૫—૧૫૬

સદ્દગુણી સ્ત્રી પોતાના ભર્તારના મરણ પામ્યા પછી જો બ્રહ્મચર્ય અવસ્થા પાળે તો (કદાપિ ત્હે-

ને પુત્ર ન હોય તોપણ ) તે બીજા બ્રહ્મચારીઓ પેઠે સ્વર્ગમાં જાય છે. ૫–૧૬૦ જે સ્ત્રી પોતાના સ્વામીનું અપમાન ન કરતાં ત્હેને વિષે મન, વાણી, અને શરીરથી સારી નિષ્ઠા રાખીને રહે છે તે પરલોકમાં પણ પોતાના સ્વામી સાથે રહે છે, અને જગતમાં તે સાધ્વી એટલે પતિવ્રતા કહેવાય છે. ૫–૧૬૫

જે સ્ત્રી, ભર્તાર ભણી જેવાં આચરણ રાખવાં જોઇએ તેવાં ન રાખતાં આડે માંર્ગે ચાલે છે. ત્હેની આ લોકમાં નિંદા થાય છે, અને મુઆ પછી તે અધોગતિને પામી દુઃખ ભોગવે છે. ૫–૧૬૪

જે સ્ત્રી પતિવ્રતા ધર્મ પાળી મન, વાણી, અને શરીરને સ્વાધીન રાખે છે, તે સ્ત્રી આ જગત્માં ભારે કીર્તિ પામી પરલોકમાં પોતાના સ્વામી સાથે રહે છે. ૫–૧૬૬

## દંપતી ધર્મ.

જે પતિ પોતાની સ્ત્રીની સમ્ભાળ રાખી ત્હેને

દુરાચરણને રસ્તે જતાં અટકાવે છે, તે પોતાની પ્રજા ઉપર કલંક આવવા દેતો નથી, કુટુમ્બનું ખાનદાનપણું જાળવી શકે છે, કુળની પ્રતિષ્ઠા વધારે છે, આત્માને પ્રસન્ન રાખે છે, અને સ્વધર્મનું પાલન કરી શકે છે. ૯–૭

ખરેખાત કોઈપણ પુરુષ પોતાની સ્ત્રીને જોર જુલમ એટલે બળાત્કારથી વશ રાખી શકતો નથી. પરન્તુ નીચે લખેલા ઉપાયથી સ્ત્રી આપો આપ વશ રહી શકે છે. ૯–૧૦

પૈસાને સંગ્રહી રાખવાનું, તથા ખર્ચવાનું કામ ત્હેને સોંપવું, નહાવા ધોવા તથા બાળ–બચ્ચાં અને ઘરને સ્વચ્છ રાખવાના, તથા બીજા ઘરખટલાના કામમાં, રોજની રસોઇ કરવાના કામમાં, અને ઘરના વાસણકુસણની તજવીજ રાખવાના કામમાં ત્હેનું મન હંમેશાં રોકાઈ રહે તેમ કરવું. ૯–૧૧ શાસ્ત્રોક્ત વિધિથી જે પુરુષ સાથે જે સ્ત્રીનું લગ્ન થાય છે તે પુરુષના ગમે તેવા સારા માઠા ગુણ તે સ્ત્રીમાં આવે છે. જેમકે નદી દરિયા-

માં ભળે છે એટલે દરિયાના ગુણ નદીમાં આવે છે. (નદીનું પાણી મીઠું હોવા છતાં દરિયામાં ભળવાથી ખારું થાય છે) એટલા માટે પુરુષે સદાચારી થવું એટલે સ્ત્રી સદાચારી થશે. ૯—૨૨ જ્યારે રૂડી, ભાગ્યશાળી, અને સન્માનને લાયક એવી કન્યાનું લગ્ન ત્હેના પતિ સાથે (પ્રજા પ્રાપ્તિ માટે) થાય છે, ત્યારે તે ત્હેમના ઘરને દીવાની પેઠે દીપાવે છે, અને ઘરમાં તેની અને લક્ષ્મીની વચ્ચે કશો તફાવત રહેતો નથી. ૯—૨૬ મરતાં સુધી પતિ પત્નીનો એક બીજા ઉપરનો પ્રેમ ચાલુ રહે એ સ્ત્રી પુરુષનો ટૂંકામાં ધર્મ જાણવો. ૯—૧૦૧ સ્ત્રી પુરુષનું લગ્નના સમ્બન્ધે જે જોડું બંધાય છે તે જોડાએ હંમેશાં સાવધ રહેવું, કે રખેને એક બીજામાં ફાટફૂટ થઈ પરસ્પર અભાવ ઉત્પન્ન થાય ૯—૧૦૨

## જિતેંદ્રિયતા.

ઇન્દ્રિયોના યોગે કરી માણસ બેશક દોષને પા-

ત્ર થાય છે, પણ ત્હેમને વશ રાખ્યાથી માણસને સિદ્ધિ ( ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પુરુષાર્થ ) મળે છે. ૨–૯૩ વિદ્વાને મનહરણ કરનારા વિષયમાં જનારી ઇન્દ્રિયોને રોકવી, અને જેમ સારથી રથે જોડેલા ઘોડાને કબજે રાખે છે તેમ કબજે રાખવી. ૨–૮૮ હરેક વિષયનો ઉપભોગ કરવાથી તે વિષયની વાસના શાન્ત થતી નથી, પણ જેમ અગ્નિમાં ઘી હોમ્યાથી અગ્નિનું જોર વધતું જાય છે, તેમ તે વિષય ભોગવ્યાથી ત્હે વિષયનું જોર વિશેષ વધતું જાય છે. ૨–૯૪

જે માણસ સર્વ વિષયો ભોગવે છે, અને જે માણસ સર્વ વિષયો ત્યાગ કરે છે, એ બેમાં વિષયોનો ત્યાગ કરનાર માણસ શ્રેષ્ઠ ગણાય છે. ૨–૯૫

વિષયમાં આસક્ત થઈ ગયેલી ઇન્દ્રિયોનું દમન જેવું જ્ઞાને કરીને, તથા તે વિષયના વારંવાર દોષ જોયાથી, તેમ તે દોષ હંમેશાં નજર આગળ રાખ્યાથી જેવું થઈ શકે છે, તેવું તે વિષયોની પાસે જ-

વાનું બંધ કરવાથી થઈ શકતું નથી. ૨ ૯૬

જેમ પાણી ભરેલા કોઈ વાસણના એક ભાગમાં છિદ્ર પડવાથી તેમાંનું તમામ પાણી જતું રહે છે, તેમ બધી ઇન્દ્રિયોમાંથી એક પણ ઇન્દ્રિ વિષયમાં આસક્ત થાય તો માણસની બુદ્ધિ નાશ પામે છે. ૨–૯૯ માણસ વિદ્વાન હો કે અવિદ્વાન હો પણ તે કામ, ક્રોધને વશ થવાથી સ્ત્રીઓ ત્હેને સહજ વારમાં આડે માર્ગે લેઈ જાય છે. ૨–૨૧૪ માટે કોઈ પણ પુરુષે મા, બહેન અથવા દીકરી સાથે પણ એકાન્તમાં બેસવું નહિ, કારણ કે ઇન્દ્રિય સમુહ બહુ બળવાન્ હોવાથી વિદ્વાન સુદ્ધાંને પણ પરાધીન કરે છે. ૨–૨૧૫ ઇન્દ્રિયો અર્થે એટલે ઇન્દ્રિયોને સન્તુષ્ટ કરવા માટે કોઈ વિષયમાં અસક્ત થવું નહિ. ઇન્દ્રિય વિષય અસ્થિર (નાશવંત) અને સર્વ સુખ પ્રાપ્તિનો વિરોધી છે; માટે પ્રયત્ન કરી મન સુધારી વિષયમાં લીન થવું નહિ. ૪–૧૬

## પુરુષાર્થ સાધન.

ઈતર ઉપાયોથી શરીરને દુઃખ ન દેતાં ઇન્દ્રિય સમુદાય અને મન સ્વાધીન રાખી સર્વ પુરુષાર્થ સાધવા. ૨–૧૦૦ કેટલાક ધર્માચાર્ય એમ માને છે, કે સંસારનું ખરું સુખ ધર્મ અને કામ પ્રાપ્તિમાં છે, (કારણ કે તેથી ઇચ્છા તૃપ્ત થાય છે) કેટલાક અર્થ અને કામને મુખ્ય ગણે છે, (કારણ કે તેથી સુખ મળે છે) કેટલાક ફક્ત ધર્મને જ શ્રેષ્ટ માને છે (કારણ કે તે અર્થ અને કામનું મૂળ છે) તો બીજા કેટલાક ખરું સુખ માત્ર અર્થ પ્રાપ્તિમાં જ રહેલું ગણે છે. પણ ખરેખરું જોતાં ધર્મ, અર્થ, અને કામ, એ ત્રણે પ્રાપ્ત કરવામાં જ આ લોકનું સુખ રહેલું છે. ૨–૨૨૪

## ધર્માચરણ.

**ધૃતિ**–સન્તોષ રાખવો, **ક્ષમા**–બીજાએ અવગુણ કર્યો હોય તો તેને બદલે અવગુણ ન કરતાં ગુણ કરવો. **દમ**–મન કબજે રાખવું, **અસ્તે**-

**ય**–ચોરી ન કરવી, અથવા અધર્મથી કોઇનું કાંઇ લેવું નહિ, **શૌચ**—માટી તથા પાણીથી શરીર સ્વચ્છ રાખવું ( તેમ મન પણ શુદ્ધ રાખવું ) **ઇન્દ્રિયનિગ્રહ**—ઇન્દ્રિયો વશ રાખવી, **ધી** શાસ્ત્ર વગેરેનું તત્ત્વ જાણવું, **વિદ્યા**—પરમેશ્વર સમ્બન્ધી જ્ઞાન સંપાદન કરવું; **સત્ય**–સાચું બોલવાની ટેવ રાખવી, અને **અક્રોધ**–કોઈ ઉપર કોપાયમાન્ ન થવું. એ ધર્મનાં દશ લક્ષણો છે. ૬–૯૨

**ધર્મ** એ જ માણસનો ખરો મિત્ર છે, તે મુઆ પછી પણ સાથે આવે છે. બાકીનું બધું શરીર સાથે નાશ પામે છે. ૮–૧૭ "હમને કોણ જુએ છે? કોઈ જોતું નથી" એવું પાપી માણસો પોતાના મનમાં સમજે છે, પરન્તુ તેઓને દેવ તથા ત્હેમના અન્તઃકરણમાં રહેલો અન્તરયામી જુએ છે. ૮–૮૫

**અહિંસા**–કોઇને પીડા ન કરવી, **સત્ય**–સાચું બોલવું, **અસ્તેય**–ચોરી ન કરવી, અને **ઇન્દ્રિય**.

**નિગ્રહ**–બધી ઇન્દ્રિયોને કબજે રાખવી, એ ચારે વર્ણના સાધારણ ધર્મ મનુ ઋષિએ કહેલા છે. ૧૦–૬૩

## પ્રાયશ્ચિત.

કોઈ માણુસ પાપ કર્યા પછી તેનો ખરેખરો પશ્ચાતાપ કરે તો તે કરેલા પાપમાંથી મુક્ત થાય છે, અને ફરીથી તેવું પાપ નહિ કરું. એવો નિશ્ચય કરવાથી પવિત્ર થાય છે. ૧૧–૨૩૧

શાસ્ત્ર પ્રમાણે કામ નહિ કરનારા, નિંદિત કર્મ કરનારા, અને વિષયાસક્ત માણુસો પ્રાયશ્ચિત કરવાને પાત્ર થાય છે. ૧૧–૪૪

મુઆ પછી પરલોકમાં અહીંયાં કરેલા સારા માઠા કર્મોનું ફળ નક્કી મળશે, એવો પોતાના મન સાથે વિચાર કરી માણુસે મન, વાણી, અને કર્મથી પવિત્ર રહેવું. ૧૧–૨૩૨

જાણીને અથવા અજાણતાં કાંઈ નઠારૂં કામ થયું તો તેમાંથી છૂટવાની ઇચ્છા રાખનાર મા-

ણસે ફરીથી તેવું કામ ન કરવા માટે સાવધ રહેવું. ૧૧-૨૩૩

## મોક્ષ સાધન.

ઇન્દ્રિયોને વશ રાખવાથી, રાગદ્વેષનો નાશ કરવાથી, અને પ્રાણીઓને દુઃખ ન દેવાથી માણસ મોક્ષને પાત્ર થાય છે. ૬-૬૦

જે માણસને ઇશ્વર સમ્બન્ધી જ્ઞાન થાય છે ત્હેને ત્હેનાં કર્મ બન્ધન કરતાં નથી. પણ જેને એવું ઉત્તમ જ્ઞાન થતું નથી તે આ સંસારમાં વારંવાર જન્મ લે છે. ૬-૭૪

જે પુરૂષ વાગ્દંડ, (વાણીને વશ રાખવી) મનોદંડ, (મનને વશ રાખવું.) અને શરીર દંડ (શરીરને કબજે રાખવું.) એ ત્રણને વશ રાખી શકે છે ત્હેને જ ત્રિદંડી કહેવો. માત્ર કાષ્ટના ત્રણ દંડ ધારણ કરવાથી ત્હેનામાં એવી યોગ્યતા આવતી નથી. ૧૨-૧૦

એ પ્રમાણે જે પુરૂષ કાયિક, વાચિક, અને

માનસિક, કર્મને વશ રાખીને બધાં પ્રાણી સાથે વર્તે, અને કામ, ક્રોધને જીતે, તો તે સિદ્ધિ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) ને પામેછે. ૧૨–૧૧

આ શરીર અસ્થિનો માળો છે, તેમાં અસ્થિ એ બોમ છે, નસો એ દોરડાં છે, માંસ અને લોહી એ કેલ્ છે, ત્વચા માત્ર બહારનું આચ્છાદન અથવા છાપરૂં છે. અંદર તે દુર્ગંધ તથા મળ મૂત્રથી ભરેલું છે. ૬–૭૬

એ અસ્થિના માંળા (શરીર) માં વૃદ્ધપણુ અને શોક ભરાઈ રહ્યાં છે. તે રોગનું ઘર છે, ભૂખ, તરસ, આદિ વેદનાથી પીડિત છે. તેમ તે રજોગુણથી ભરેલું ને અનિત્ય છે. એવું જે ખોળિયું, જીવને રહેવા માટે કરેલું છે, તેમાં રહેનારાએ ખુશીથી ત્હેને છોડી જવું (તાત્પર્ય કે આ નાશવન્ત દેહનું અભિમાન રાખી સંસારના કર્મોમાં બંધાઈ ન રહેતાં હંમેશાં મોક્ષ સાધન માટે યત્ન કરવો.) ૬–૭૭

## રાજધર્મ. *

રાજ્યદંડના ભયથી બધા માણસો સ્વસ્થ રહે છે. સ્વધર્મનો ત્યાગ કરતા નથી. ૧૫

તે રાજદંડની વ્યવસ્થા, અન્યાયથી ચાલનારા માણસના અપરાધના પ્રમાણમાં દેશ, કાળ, શક્તિ, અને વિદ્યાનો યોગ્ય વિચાર કરીને કરવી. ૧૬

રાજદંડ બધી પ્રજા ઉપર અમલ ચલાવે છે. અને તે જ રક્ષણ કરે છે. .૧૭

બીજા રક્ષકો જ્યારે ઊંઘતા હોય છે, ત્યારે રાજદંડ જાગતો રહે છે. ડાહ્યા માણસો રાજદંડને (ધર્મના હેતુ માટે) ધર્મ કહે છે. ૧૮

આ રાજદંડ વિચાર કરીને ધારેલો હોય તો બધી પ્રજા સંતુષ્ટ થાય છે. અવિચારથી એની યો-

---

* રાજધર્મના બધા શ્લોક મનુસ્મૃતિના સાતમા અધ્યાયમાં આવેલા છે, તેથી અહિં દરેક શ્લોક આગળ તે અધ્યાયનો અંક મૂક્યો નથી.

જના કરતાં બધાંનો નાશ થાય છે. ૧૯

બધા માણસો રાજદંડના સપાટામાં આવી ગયેલા હોય છે. કેમકે સ્વભાવથી જ જે શુદ્ધ, એવા માણસો બહુ થોડા હોય છે. રાજદંડના ભયને લીધે બધું જગત્ ઉપભોગને પાત્ર થાય છે.

રાજા જરા પણ આળસ કર્યા વિના અપરાધીને શિક્ષા ન કરે તો જેમ ભીલ લોક માછલાંને મારી નાખે છે, તેમ બળવાન માણસો નબળા માણસને મારી નાખે. ૨૦

જે રાજા દંડ કરવાની યથાર્થ યોજના કરે છે હેનો ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે પુરુષાર્થ વધે છે. પણ રાજા જો વિષયાસક્ત, પક્ષપાતી, અને નીચ સ્વભાવનો હોય છે, ત્યારે એ જ દંડ. તેનો નાશ કરવાનું સાધન થાય છે. ૨૭

જે રાજાને શાણા સલાહકાર, ને ડાહ્યા પ્રધાનની સહાય નથી, અને જે લોભી, મૂઢ, અવિદ્વાન, અને વિષયાસક્ત હોય છે, હેને ન્યાય કરતાં આવડતો નથી. ૩૦

પરન્તુ જે રાજા નિર્મળ બુદ્ધિનો, એક વચની, શાસ્ત્રને અનુસરીને ચાલનારો, અને જેને સારા સલાહકારોની મદદ છે, તેવો બુદ્ધિમાન્ રાજા ઈન્સાફ કરવાને તથા રાજદંડ ધારણ કરવાને યોગ્ય છે. ૩૧

જે રાજાનું મન સ્થિર નથી, ત્હેની પાસે ગમે તેટલી દોલત છતાં, ત્હેની કીર્તિ પાણીમાં ઠરી જતા ઘીની પેઠે સંકોચ પામતી જાય છે. ૩૪

વિનય એટલે નમ્રતા વગરના ઘણા રાજાઓ (પોતાની પાસે ઘણો મુલક છતાં) નાશ પામ્યા છે. તેમ વિનયતાના ગુણને લીધે વનમાં રહેનારા વાનપ્રસ્થી અથવા સન્યાસીઓ રાજ્યાધિકાર પામ્યા છે. ૪૦

વિનય નહિ હોવાથી વેન અને નહુષ નામના પૃથ્વીપતિ નાશ પામ્યા, તેમ સુદાસ, યવન, સુમુખ, અને નિમિ નામના રાજાઓની પણ તેજ દશા થઈ. ૪૧

તેમ વિનયને લીધે **પૃથુ** અને **મનુ** નામના રાજા રાજ્ય પામ્યા. વિનયને લીધે જ **કુબેરને** ધન તથા ઐશ્વર્ય મળ્યાં. તેવી જ રીતે **ગાધી** રાજાનો પુત્ર **વિશ્વામિત્ર** ક્ષત્રી છતાં બ્રાહ્મણપદ પામ્યો. ૪૨

રાજાએ પોતાની ઇન્દ્રિયોને જીતવાનો અહોનિશ પ્રયત્ન કરવો. કારણ કે જે રાજાની ઇન્દ્રિયો પોતાને સ્વાધીન છે, તેજ રાજા પ્રજાને વશ રાખવાને સમર્થ છે. ૪૪

રાજાએ અઢાર પ્રકારનાં વ્યસન જરૂર છોડી દેવાં. તેમાંનાં દશ કામ વૃત્તિથી, અને આઠ ક્રોધ વૃત્તિથી ઉત્પન્ન થાય છે. આરમ્ભમાં તો આ વ્યસન સુખ કર્તા જણાય છે. પણ પરિણામે ઘણાં દુઃખ દાયક થઈ પડે છે. ૪૫

જે રાજા આ કામ વૃત્તિથી ઉત્પન્ન થયેલાં વ્યસનમાં પડે છે તેહેની દોલત અને ધર્મ નાશ પામે છે. તેમ જ જે રાજા ક્રોધ વૃત્તિથી ઉત્પન્ન થયેલાં

વ્યસનમાં પડે છે ત્હેના શરીરનો નાશ થાય છે. ૪૬

કામ વૃત્તિથી ઉત્પન્ન થતાં દશ પ્રકારનાં વ્યસન આ પ્રમાણે છે. ૧ **मृगया**—શિકાર, **अक्षा**—જુગટુ, અથવા જુગાર, **दीवानिद्रा**—દિવસે ઊંઘવું, **परिवादः**—બીજાની નિંદા કરવી, **स्त्रीय**—સ્ત્રીઓ સાથેની અનીતિ, **मद**—મદ્યાદિ માદક પદાર્થથી થતો મદ, **तोर्यत्रिकं**—નાચ, ગાયન, અને વાજીંત્રમાં મચ્યા રહેવું, અને **वृथाट्या**—નકામુ ભટક્યા કરવું. ૪૭

**पैशून्य**—એકની વાત બીજાને કહેવી. **साहस**—વગર વિચાર્યું અથવા ઉદ્ધતાઇથી કામ કરવું. **द्रोह**—કોઇને કપટ કરીને મારવું, **ईर्ष्या**—બીજા માણસના સારા ગુણ સહન ન થવાથી ત્હેના દોષ પ્રગટ કરવા. **असूया**—પારકી નિંદા કરવી, **अर्थ-दूषण**—પારકી મિલ્કત લઇ લેવી, **वाग्दंड**—ગાળો દેવી, અને **पारुष्य**—ક્રોધ કરીને મારવા દોડવું. એવાં આઠ પ્રકારનાં વ્યસન ક્રોધ વૃત્તિથી ઉત્પન્ન થાય છે. ૪૮

આ બન્ને પ્રકારના વ્યસનનું મૂળ લોભ છે એવું શાણા માણસો સમજે છે. લોભથી જ આ બન્ને પ્રકારના દુર્ગુણોની ઉત્પત્તિ થાય છે. ( માટે હેનો ત્યાગ કરવો. ) ૪૯

મદ્યપાન, જુગાર, સ્ત્રીઓ સાથેનો અનાચાર, અને શિકારનો શોખ, એ ચાર, કામ વૃત્તિથી ઉત્પન્ન થતાં વ્યસનોમાં અતિ ભયંકર વ્યસન છે, એમ નક્કી જાણવું. ૫૦

કોઈ માણસને ઘાતકી રીતે મારવું, ક્રૂર ભાષણ, અને બીજાની મિલ્કત લઈ લેવી, એ ત્રણ વ્યસન ક્રોધ વૃત્તિથી ઉત્પન્ન થતાં વ્યસનમાં ઘણાં જ ભયંકર છે. ૫૧

વ્યસન અને મૃત્યુ, એ બન્નેમાં વ્યસન એ વધારે ભયંકર છે, કારણ કે વ્યસની માણસ દિન પ્રતિદિન વધારે પાપ એકઠું કરતો જાય છે. ૫૩

રાજાએ જે ન મળ્યું હોય હેની ઇચ્છા કરવી, મળ્યા પછી હેને સમ્ભાળથી સાચવી રા-

ખવું, સાચવી રાખ્યું હોય ત્હેમાં વૃદ્ધિ કરવી, અને વૃદ્ધિ કરી હોય ત્હેને સારા કામમાં વાપરવું. ૯૯

રાજાએ નિષ્કપટથી વર્તવું, કોઈ પણ દિવસ કપટથી વર્તવું નહિ. પોતાની મસલત ગુપ્ત રાખી શત્રુએ કરેલું કપટ જાણી લેવું. ૧૦૪

પોતાનું છિદ્ર બીજા માણુસને માલૂમ પડવા દેવું નહિ, પણ બીજા માણુસનાં છિદ્ર હોય તે જાણી લેવાં. કાચબા પેઠે પોતાનાં અંગ ગુપ્ત રાખી ઘરનું સંરક્ષણ કરવું. ૧૦૫

ખેડુત જેમ પોતાના ખેતરમાં વાવેલા અનાજના છોડમાંથી નકામું ઘાસ નીંદી નાખી અનાજના છોડનું રક્ષણ કરે છે, તેમ રાજાએ પોતાના રાજ્યમાંથી દુષ્ટ માણુસોનો નાશ કરી પ્રજાનું રક્ષણ કરવું. ૧૧૦

યોગ્યાયોગ્ય ન જોતાં જે રાજા પોતાની પ્રજા ઉપર જુલમ કરે છે, તે થોડા વખતમાં રાજ્યથી ભ્રષ્ટ થઈ કુટુમ્બ સુદ્ધાં નાશ પામે છે. ૧૧૧

જે પ્રમાણે શરીરને પીડા થયાથી પ્રાણનો નાશ થાય છે, તે પ્રમાણે પ્રજા ઉપર સંકટ આવી પડવાથી રાજાનો નાશ થાય છે. ૧૧૨

રાજાએ પ્રજા પાસેથી સમૂળગી ઉપજ લેવાનું બંધ કરી પોતાનું મૂળ કાપવું નહિ, તેમ અતિશય લોભ કરી પ્રજાનું દ્રવ્ય લઈ લેવું નહિ. રાજા જો પ્રજા પાસેથી પોતાનો ભાગ ન લે તો બધા લોક દુઃખી થાય. ૧૩૯

રાજાએ કામનું સ્વરૂપ જોઇને નરમ ગરમ થવું. વખત જોઇને નરમ ગરમ થનારા રાજાને બધા લોક માને છે. ૧૪૦

રાજાને પ્રજાનું કામ કરતાં જો કંટાળો આવે તો ત્હેણે પોતાનો ધર્મ જાણનાર, બુદ્ધિમાન, જિતેન્દ્રિય, અને કુળવાન, એવા મુખ્ય પ્રધાનને પોતાનું કામ સોંપવું. ૧૪૧

આ પ્રમાણે પોતાનું બધું કર્ત્તવ્ય કરી, સાવધ રહી યોગ્ય રીતે પ્રજાનું રક્ષણ કરવું. ૧૪૨

જે દેશમાં રાજાના દેખતાં છતાં પ્રજાને લૂટારા લોકો લૂંટી જાય છે, અને પ્રજા પોકાર મારતી રહે છે, તેવા રાજાને જીવતાં છતાં મુએલો જાણવો. ૧૪૩

પ્રજાનું પાલન કરવું એ જ રાજાનો મુખ્ય ધર્મ છે. શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે પ્રધાન રાખી જે રાજા પ્રજાનું પાલન કરે છે તે જ પુણ્યવાન થયા છે. ૧૪૪ .



# સજજનં તે સજજન.

કિંમત ૦—૫—૦

## અભિપ્રાય.

ઉપલું પુસ્તક હું આનંદભેર વાંચી ગયો. ધૈર્ય તથા ઉદ્યોગનાં ફળ કેવાં મિષ્ટ મળે છે તેનું અસરકારક ચિત્ર આ વાર્તામાં જોવામાં આવે છે. પ્રમાણિકપણું તરત લો નહિ, પણ અંતે કેમ ફતેહમંદ નિવડે છે તે પણ એમાં સારી રીતે દર્શાવેલું છે. ભાષા દંભ વિનાની સરળ છે. શુદ્ધતા પણ ઠીક જોવામાં આવે છે. કેટલાક મહેતાજીઓ ટ્રેન થઈ પોતાનું કર્તવ્ય જાણે પૂરૂં થયું હોય તેમ સમજી સુસ્ત બની જાય છે. તેમ ન કરતાં મિ. છગનલાલ પોતાના જ્ઞાનમાં વધારો કરી યથા શક્તિ બીજાઓને તેનો લાભ આપે છે, તેથી પ્રશંસાને પાત્ર થાય છે.

પ્રયાસ ઉત્તેજન આપવા યોગ્ય છે.

| | |
|---|---|
| **ભરૂચ**—હાઈ સ્કૂલ<br>તા. ૧૨—૧૦—૦૫ | કરમઅલી રહીમ<br>નાનજીઆણી. બી. એ.<br>હેડ માસ્તર હાઈ સ્કૂલ |

I have read with very great pleasure Mr. Chhaganlal Raval's 'सज्जन ते सज्जन' a copy of which he was good enough to send me sometime ago. I have long thought that Miss. Edgerworth's excellent Tales, deserve to be translated or adapted into the Vernaculars and placed into the hands of little boys and girls. I have myself very often recommended these Tales to my own students and I was very glad to find Lame-Jervas—the hero of one of these tales—dressed up in a Gujerati garb and presented to Gujaraty boys, and girls as 'લંગડો ધનુ'. I hope Mr.

Chhaganlal's little book will be well-received by the public, and the success of this book will encourage Mr. Chhaganlal himself aswell as others to write similar small tales in simple and attractive language, and thus enrich the Vernacular literature for Juvenile readers.

NANDOD, } D. K. GUPTE, B.A
16th June 1906. } Head Master,
NADOD, High School.

**ભાવાર્થ**—મેં ઘણા આનન્દથી મિ. છગનલાલ રાવળનું ' સજ્જન તે સજ્જન ' નામનું
ચ્યું છે. જેની એક નકલ તેમણે મ્હ
ખત ઉપર મોકલી આપી હતી. મ્હા
ની ધારણા હતી, કે મિસ એજ-

વર્ષની ઉત્તમ વાર્તાઓનો તરજુમો થાય, અથવા તો દેશી ભાષાઓમાં ત્હેને મળતી વાર્તાઓ રચવામાં આવે, અને ન્હાનાં બાળકો અને બાળકીઓના હાથમાં મુકવામાં આવે તો ઠીક. મ્હેં વારંવાર મ્હારા વિદ્યાર્થીઓને આ વાર્તાઓ વાંચવાને ભલામણ કરી છે; અને આ વાર્તાઓમાંનો એક નાયક "લંગડો જર્વાસ" જેને ગુજરાતી પોષાકથી શણગારીને લંગડા ધનુને નામે ગુજરાતી છોકરા અને છોકરીઓની આગળ મુકેલો જોઇને હું ઘણો ખુશી થયો છું. હું આશા રાખું છું, કે મિ. છગનલાલના આ ન્હાના પુસ્તકને જન સમુહ સ્વીકારશે. અને પુસ્તકની કૃતેહથી મિ. છગનલાલને પોતાને, તેમજ બીજાઓને, એવી ન્હાની વાર્તાઓ સાદી અને આકર્ષણકારક ભાષામાં લખવાને અંતે જુવાન વાંચનારાઓ માટે દેશી ભાષા આ પ્રમાણે વિભૂષિત કરવાને ઉત્તેજન મળશે.

નાંદોદ તા. ૧૬ મી જુન સને ૧૯૦૬ } (સહી) ગુપ્તે હેડ